# મોજાને બદલે રાત્રિભોજન



લેખ અને ચિત્ર: જેક કેન્ટ



# મોજાને બદલે રાત્રિભોજન



લેખ અને ચિત્ર: જેક કેન્ટ

ઘણા સમય પહેલા, બહુ દૂર કોઇ જગ્યાએ,
એક વૃધ્ધ માણસ અને એની પત્ની રહેતા હતા.
એ બહુ ગરીબ હતા.



એમની પાસે બસ એક ખંડિયેર હાલતમાં
ઘર હતું અને એક નાનો સલગમનો
બગીચો હતો.



એક દિવસ વૃદ્ધે એની પત્નીને કહ્યું,
"માણસ એક જ વસ્તુ, એટલે સલગમ
ખાઈને કંટાળી જાય."

એમની પાસેજ એક ખેડૂત દંપતી રહેતા હતા
જેની પાસે એક ગાય હતી.

ડોસો અને એની પત્ની ગાયને ઘૂર્યા કરતા

અને દૂધ અને પનીરના સપના જોયા કરતા.



"કદાચ એ આપણને કંઈક વેંચે,"

ડોસાએ કહ્યું.

"પણ આપણી પાસે પૈસા તો છે જ નહીં!"

ડોસાની પત્નીએ યાદ દેવડાવ્યું.

"કદાચ આપણે આપણી કોઇ વસ્તુને
બદલે એમની પાસેથી દૂધ અને પનીર લઇ
શકીયે,"ડોસાએ કહ્યું.

"કદાચ એવું કરી શકીયે," વૃધ્ધાએ કહ્યું.
એ બંનેએ કોઈ વસ્તુનો સોદો કરવા
આખા ઘરમાં શોધ કરી.
એને બસ એક જ વસ્તુ મળી
જે ફાટલી-તૂટલી ન હતી.
એ હતી મોજાની એક જોડ.



ડોસો મોજા લઈને
એ ખેડૂત દંપતી પાસે ગયો
જેની પાસે એક ગાય હતી.



થોડી વારમાં એ ખુશીથી બાલદી ભરીને દૂધ અને એક નાનું પનીર લઈને ઘરે પાછો ફર્યો.

"વાહ! આ  તો બહુ સરસ છે!"

એની પત્નીએ કહ્યું.



થોડા સમયમાં એમને
લાગ્યું કે એમની પાસે
બીજું કંઈ હોત તો સારું હતું.
પણ આપ-લે કરવા માટે
વધારાના મોજા હતા નહીં.







"હું એક જોડી મોજા ગૂંથી નાખું છું!"
વૃધ્ધાએ કહ્યું.



પણ એની પાસે ઉન ન હતું.

એટલે એણે ડોસાના સ્વેટરનો
એક હિસ્સો ઉધેડયો અને એનાથી
એક જોડી મોજા ગૂંથ્યા.



એમણે ફરી બદલા-બદલી કરી

અને દૂધ અને પનીર લઈ
આવ્યા.





પહેલાની જેમ એમણે ઉજાણી કરી.



જયારે એ બધું પૂરું થયું, તો વૃદ્ધાએ
બીજી એક જોડ મોજા તૈયાર કર્યા.

ફરી એક વાર ડોસાને
મોજાને બદલે દૂધ
અને પનીર મળી ગયા.





સ્વાદિષ્ટ!



જયારે દૂધ અને પનીર ખલાસ થયા તો વૃધ્ધ મહિલા ફરી મોજા ગૂંથવા બેઠી.





પણ આ વખતે ફક્ત એક મોજા
માટે ઉન વધ્યું હતું.

"એક મોજાથી શું ફાયદો થશે?"
વૃધ્ધ મહિલાએ કહ્યું. "એ આને બદલે
દૂધ અને પનીર શું કામ આપે?"





"જોઈએ," બુઢ્ઢાએ કહ્યું.

એ મોજું લઈને ખેડૂત દંપતી પાસે ગયો.



"મારી પાસે આ વખતે બસ એક મોજું છે," એણે કહ્યું.

"શું તમે આને બદલે અડધી બાલદી દૂધ

અને અડધું પનીર આપશો?"

"અરે, એ જરૂરી નથી,"
ખેડૂતે જવાબ આપ્યો.

"વાત જાણે એમ છે,"
ખેડૂતની પત્નીએ કહ્યું,
"મને બસ એક જ મોજાની જરૂર હતી."

એ એના પતિને ક્રિસ્મસમાં આપવા માટે
એક સ્વેટર ગૂંથી રહી હતી. સ્વેટર માટે ઉન એને
મોજાની જોડીને ઉઘેડવાથી મળ્યું હતું.
એને સ્વેટર પૂરું કરવા બસ
એક જ મોજાની જરૂરત હતી.



પણ સ્વેટર એના પતિને બરાબર માપનું ન થયું.



એટલે ખેડૂત પત્નીએ સ્વેટર બુઢ્ઢાને આપી દીધું.

કારણકે એણે જોયું હતું કે

બુઢ્ઢા પાસે સ્વેટર ન હતું.



સ્વેટર એને બરાબર માપનું હતું.